GAP भाषा
A MULTILINGUAL JOURNAL OF RESEARCH
( ISSN – 2582-8770 )
Globally peer-reviewed and open access journal.

# કામ કરો હવે.........

બેલુર બક્ષી
એસસીસ્ટન્ટ પ્રોફેસર
G L S યુનિવર્સિટી

શૈલજા તિવારી
એસસીસ્ટન્ટ પ્રોફેસર
ગુજરાત College

શનિવાર ની સાંજે હું બધુજ કામ પતાવી ને ઘરે આવ્યો. હાજી તો સોફા પાર બેઠાજ હતો અને બુટ કાઢવા ગયો ત્યાં તો ઠંડા પાણી નો ગ્લાસ લઇ ને હોમ મિનિસ્ટર હાજર. હું વિચારતો હતો કે સાલું એવું કેમ બન્યું હશે કે સેવા થઇ. હાજી વિચાર પૂરો થાય ત્યાંજ મને જણાવ્યું કે જલ્દી જામી લો આજે મોદીજી અવાના છે.

" કેમ અહીંયા આવાના છે?"

"ના હવે TV  પર. કોઈ સંદેશ લઈને અવાના છે.  કેમ તમારી colleg  તો બંધ છે હમણાં  કોરોના ને લીધે. તમારી શાંતિ હવે.  આમેય તમે ક્યાં કઈ ભણાવો જ છો".

(સાલું એ જ સમજાતું નથી કે હંમેશા પત્નીઓ પતિ ડોબો છે એજ સાબિત કરવા માંજ કેમ ખુશ હોય છે)

ત્યાં તો ચિરંજીવી નો અવાજ આવ્યો.

"તમારે રાજા પડી  ગઈ?"

"ભાઈ મારે નથી પડી રાજા. તું તારે તારું વાંચ ને. તારે એક્ષામ છે જ. એમાં કોઈ ફેરફાર નથી થયો".

"સેન્ટ્રલ બોર્ડ ની પતિ ગઈ હવે બાકીની થાય ત્યારે સાચી." એને જવાબ આપ્યો.

ત્યાંતો ફરીથી અવાજ આવ્યો.

"તમે જમવા એવો છો ને...હમણાં રાજુ (રામો) આવી જશે પછી".

મેં કહ્યું "અરે આવી ગયો"

(સાલું અપડે ઘરમાં બીજા કોઈ નહિ પણ રામ થી બીવાનું. આતે કેવું. જમવાની આઝાદી રામાએ જ છીનવી છે.)

પહેલાજ કોળિયે વાત આવી....

"આ  મોદી જી એ રવિવારે જાણતા curffew  નું એલાન કર્યું છે.."

"તો એમાં શું ઘરની બહાર નહિ જવાનું"

"બોલ્યા મોટા બહાર નહિ જવાનું. તમારે તો એજ જોએતુ હોય છે. પેલા વીણા કાકી ની ખબર કાઢવા જવાનું છે. પેલી જુહી USA થી આવી છે એને મળવા જવાનું છે. તમારે તો છાપા વાંચવા અને કમ્પ્યુટર પર કામ કરવા સિવાય ક્યાં કઈ કામ છે જ ક્યાં ".

હું જમતા જમતા એક મિનિટે માટે તો વિચારતો થઇ ગયો. સાલી PhD  ની dgeree  મને મળી છે પણ સામાજિક સંબંધો સાચવવાની double PhD એમને જન્મ જાત મળી છે.

હું હાથ ધોઈ ને પાછો સોફા પાર આવી ગયો અને પૂછ્યું...

"બોલો હવે તમે શું કારશો? "

" શું કરે? તમારે તો એજ જોઈતું હોય છે અને આ મોદી જી એ એવું જ કર્યું છે. કોરોના ને કારણે અપડે બંધાઈ જવાનું"

"જો દેશના વડાપ્રધાન કહે તો અપડે સાથ આપવાનો. ઘરે જ રેહવાનું. સમજી"

"હા હવે બીજો કોઈ ઉપાય ક્યાં છે. આમેય તમે રવિ વારે મોડા ઉઠો છો . ગામ આખુ નાહી લે પછી તો તમે નાહવા જાઓ છો. અને આ રવિ વારે તમને ફાફડા નહિ મળે નાસ્તા માં. "

"ઓતારીં આતો વિચાર્યું જ નહતું?"
"એટલે મને કોઈ વધારા નો નાસ્તો કરવાનો કેહતા નહિ."
ત્યાંજ બાજુવાળા હંસાબેન આવ્યા.
"કેમ છો પ્રોફેસર સાહેબ?" "પ્રમીલાબેન કાલે થાળી વગાડવાના પ્રોગ્રામ માં  હું તમારે ત્યાં મારી થાળી લઈને ગેલેરી આવી જઈશ હો!"
(હું તો હાજી વિચારતો જ હતો કે કાલે રાજા માં કાયા કામ પતાવું. એમ આ થાળી બજાઓ..?)

શ્રીમતી જી જે ઉમળકા ભેર જવાબ આપ્યો છે.
"અરે હોય હંસા બેન એમાં કહેવાનું શું હોય. તમારે આવીજ જવાનું. ઘર તમારું જ છે. અને હા ટીની ને લેતા અવાજો અપડે સેલ્ફએ લઈશું અને FB પાર લાઈવ મુકીશું".
હું વિચારતો થયો કે વડાપ્રધાને  સ્વાસ્થ્ય કર્મ ચારીઓ એન્ડ ડોક્ટર્સ નો ઉત્સહવ વધારવા માટે એક નાની વાત કરી અને અમને એનો ઉત્સવ બનાવી દીધો. સાલું શીખવા જેવું છે. પ્લાંનિંગ college માં ભણાવી ભણાવી થાકી ગયા પણ અહીંયા તો  advancaed  પ્લાંનિંગ નો ભોગ બન્યા વગર છૂટકો જ ક્યાંછે?
સાલો આટલો ઉત્સાહ  તો લગ્ન પહેલા મને મળવા પણ નહ્તો દેખાડ્યો.
સાંજે ટીની, એની માં, અમારા એ, અને છોટુ બધા ગોઠવાઈ ગયા. હું કઈ વિચારું એ પહેલ તો જોરદાર શંખ નાદ થયો. મને થયો કે એટલો બધો જોરદાર અવાજ ક્યાંથી આવે છે. જરાક નઝર ફેરવિત ઓ ખબર પડી કે મારા ઉત્સાહી ઘરવાળા જ છે. મને ખરે ખર એવું લાંગર્યું કે આ ૨૧ દિવસ ના સંગ્રામ હું રણશિંગુ જ ફુક્યું છે. આવી બની તારી. ત્યાંતો અતિ ઉત્સાહી ટીની ફબ live ચાલુજ કરી દીધું અને વીરાંગનાઓ ના ઉસ્તાહ કંડારવા લાગી.
ઘર માં આવી  ને હું સમાચાર જોવા મંડ્યો.ત્યાં તો phone માં લગભગ ૮૪ મએસેસ. બધાજ થાળી વગાડવાના.  હું તો વહતસુપ સાફ કરી ને થાક્યો. પછી દાંત સાફ કરી સુઈ ગયો.

બે દિવસ પછી જ લોકડાઉન જાહેર  થયું તયારે પાછો મને પેલો શંખનાદ યાદ આવ્યો. લોકડાઉન વડાપ્રધાને આપ્યું અને ઉપદોવાન મારુ શરુ થયું. સવારે શાંતિ થી ઉઠવાનું નક્કી કરી સૂતેલો  હતો . જોરદાર હચમચાવી ને તો મને ઉઠાડ્યો.
"પપ્પા ઉઠો. જલ્દી કરો. આજ થી રામો નથી અવાનો"
"હા પણ એમાં હું શું કરું?"
"અરે એમાં અપડે ઘણું બધું કરવાનું છે. તમે જલ્દી તૈયાર થઇ જાવ. મમી  લાંબુ લિસ્ટ આપીને નાહવા ગઈ છે"
"અલ્યા એ લિસ્ટ નું શું છે. હાજી તો મેં બ્રશ પણ નથી કર્યું. ચા બાકી છે"
"જુવો તમે ખોટી માથા ફૂટ ના કરો. આમેય તમારે બપોર ની college  હોય છે એટલે આરામ જ કરો છો. જુઓ જેટલું દૂધ હતું એની ચા બનવી ને અમે બંને એ પી લીધી છે. તમે બહાર જઈ ને દૂધ લઇ એવો તો કોફી બનશે."
સાલું ઘરમાં તો negotiation  નો જ અવકાશ નથી. હું જેમ તેમ બબડાટ કરતો તૈયાર થયો. ત્યાંજ હોમમાં મિનિસ્ટર પ્રગટ થયા. સૂચનાઓ નો પાર નહ્તો.
"જુઓ અત્યારે એટલું જ લિસ્ટ છે. Lockdown  ચાલશે તો બીજું બનાવીશ."
મેં કહ્યું "સારું "
" પાકીટ માં પૈસા છેને અત્યારે કોઈ તમારું કાર્ડ નહિ ચલાવે. હું આપું પૈસા"
(સાલું કમાવા હું જાઉં છું પણ લક્ષ્મી પાર અધિકાર નહિ એવી ફીલ અપાવે હંમેશા. પાળેલા અગેન્ટ જેવો મારો ચિરંજીવી રહી ગયો તો બોલ્યા વગર)
ચિરંજીવી ઉવાચઃ "પપ્પા પેટ્રોલ નહિ હોય હો. કાલે સાંજે જ પતિ ગયું છે. તમે જરા જોઈ લેજો ને."
હાજી હું કઈ વિચારું એ પહેલાજ ૧૫ ઇટેમ્સ નું લિસ્ટ હાથમાં આપી દેવાયો અને બે ૫૦૦ ની નોટ.
છેલ્લી સૂચના.

"સમ્ભળો એક મોટી થેલી દહીં લેતા આવજો. અને હા શાક બધું આપડા ગલ્લે થીજ લાવજો બીજા બધા ભાવ વધારે લે છે".

સાલું લોકડાઉન આખો દેશ થયો અને updown મારે કરવાનું?. કેટ કેટલા અરમાનો હતા મારે મારા કામ કરવાના. ૨૧ દિવસ માં તો ઘણું બધું કામ થઇ જશે એવું લાગતું હતું. મન માનવી ને નીચે ઉતર્યો ત્યાં મારા પાડોશી મિત્ર જયેશ ભાઈ એ બૂમ પડી. પ્રોફેસર સાહેબ ક્યાં ઉપડ્યા સવાર સવાર માં. મેં કહ્યું શાકભાજી અને કરિયાણું લેવા. એમને કહ્યું હું પણ આવું. મેં વિચાર્યું એક થી ભલા બે.

એકટીવા ખરા સમયેજ એકટીવ ના થયું. જોરદાર કિક્સ માર્યા પછી કૈક ભાનમાં આવયું અને આમારા બંને નો ભાર ઉચક્યો એણે. હું વિચારતો હતો કે આમતો આ પાડોશી ક્યારેય જોડે આવે નહિ અને આજે અચાનક. ત્યાંજ એમને ખુલાસો કર્યો. સાહેબ ક્યાંય પાન નો ગલ્લો હોય તો જોજો ને અપડે "તાનસેન" (પડીકી) લેવાની છે. લાલો લોભ વગર આવે નહિ. કોઈ જ ગલ્લો ખુલ્લો નહતો. સીધા શાક ભાજી વાળા ને ત્યાં પહોંચ્યા. તકલીફ હવે શરુ થઇ. સોશ્યિલ ડિસ્ટન્સ એ શું એ સમજાવવા મ્યુનિસિપાલિટી માંથી બે બહેનો આવ્યા અને અમને કુંડાળા માં મુક્યા. સાલું કોઈ ગુનો કરી ને સજા અપાતા હોય એમ ઉભા રાખ્યા. પેલી ગુજરાતી કહેવત યાદ આવી ગઈ. કોઈ ખોટા કુંડાળા માં પગ મૂકી દીધો ( અર્થ : ખરાબ સોબતે ચડી જવું). અહીંયા તો કુંડાળા માંજ જવાનું કહેવામાં આવ્યું. જીવન માં શાક લેવા કુંડાળામા ઉભા રેહવાનો આ પહેલોજ અનુભવ હતો. માંડ માંડ નંબર આવ્યો. ત્યારે મારા નસીબે મઝાક કરી. આપેલા લિસ્ટ માંથી ત્રણજ શાક હતા. હું મુંજાણો. ઘરે ફોને કર્યો
" ખાલી બટાકા, દૂધી અને ભીંડા જ છે. શું કરું?"
"ટામેટા છે? રીંગણાં? અને બીજું કઈ હોય તો જુઓ ને?"
" એમનું કૈજ નથી. બટાકા બે કિલો જ કહ્યા છે તે. બોલ હવે શું કરું?"
"કઈ નહિ એક શાક લેવાનું કહ્યું તો એ પણ ના થયું. હવે જે હોય એ લેતા એવો. બટાકા જોઈ ને લાવજો. બગડેલું એક પણ નહોય. પાછા મોકલીશ".
સાલું હું વિચારતો હતો કે આતો ATKT ની exam આપવી પડે એવી ફીલિંગ આવે છે. એટલું બાકી હોય એમ શાકવાળોય બાકી કેમ રહી જાય આનો ફાયદો લેતા, એને પણ ચાલુ કર્યું.

"કેમ સાહેબ આજે તમારો વારો આવ્યો? બહેન ના આવ્યા? તમારે તો શાંતિ હશે લોક down માં."
મેં કહ્યું "હા ભાઈ સૌ શાંતિ છે. જીવન જ બાવા જેવું થઇ ગયું છે. નથી કોઈ કમાવાની ચિંતા. નથી બીજું કોઈ કામ. હોમ મિનિસ્ટર કહે એમ રોજ ઉઠી ને અહીંયા અવાનૂ એજ બાકી રહ્યું છે."
શું સાલું નસીબ છે. ઊંટ ઉપર બેઠા હોઈએ તો ત્યાં પણ કુતરા બાચકા ભારે. સાલા શાક્વાળા પણ આપડી ફિલ્મ ઉતારી લે છે. કારિયાણી દુકાને તો એનાથી પણ વધારે બબાલ હતી. લઈને જોઈ ને તો લાગ્યું કે આતો જલારામ મંદિર ની બહાર અભ્યાગતો કરતા પણ લાંબી છે. ચૈત્ર નવરાત્રી પુરા થયા પછી તો તડકો જોરદાર લાગે. લઈને છેક રસ્તા પાર આવી ગઈ હતી. એટલે અપડે જાત ને તડકે રાખવાની.

માર્કેટિંગ ના પ્રોફેસર ની બીજી સ્કિલ કામે લગાડી. એકટીવા ને active કર્યું અને ખૂણે ખાચરે ક્યાં કરિયાના વાળા ની દુકાને લાઈન નથી એ શોધવા નીકળી પડ્યા. બીજી જ મિનિટે દુકાન મળી ગઈ. હાશ કરો થયો. પણ સૌ ઠગારો નીવડ્યો. જે બ્રાન્ડ જોઈ હતી એ હતી જ નહિ. હવે ખ્યાલ આવ્યો કે લઈને કેમ નથીઃ જેમતેમ કરી ને બધું લઇ ને જેવા સોસાયટી માં પ્રવેશ ત્યાંજ બધા ની નઝર અહીંયા. અમને એમ કે કાણિયો જંગ જીત્યો. (કૈક કરી બતાવ્યા ની લાગણી થઇ). પણ પાડોશી ખુશ નહતા કારણકે "તાનસેન" ના મળી. હાજી તો સ્કૂટર પાર્ક કરું ત્યાંજ સોસાયટી ચેરમેન ને બૂમ પડી. અહીંયા આવી ને સનાટીઝેર લગાડી ને જજો. આ પાછો નવો શિરસ્તો શરુ કર્યો. પાછો સવાલ એમનો સવાલ આવ્યો. માસ્ક નું શું છે. હું વિચાર કરતો રહ્યો કે college માં પણ મારા ડિરેક્ટર ક્યારેય આવી રીતે પૂછ પરછ નથી

કરતા એટલી બધી રીતે અહીંયા થઇ રહી છે. પૂછ્યું તો એવી રીતે કે આખો ક્લાસ ફૂલી ફેઈલ મેં કર્યો હોય. મેં કહ્યું રૂમાલ બાંધી દઈશ હવે.

જીવન માં એક વાત હું શીખ્યો કે કોઈ પણ મોટું કાર્ય એક નાના પગલાં થી જ શરુ થાય છે. એટલે આ Lockdown એ નવ જીવન પામવાની સુન્દર શરૂઆત એક નાના પગલાં થી કરી છે. લોકડોવન એ મારી વર્ક પ્રોફાઈલ જ બદલી નાખી આખી. આખું routine જ બદલાઈ ગયું. હું ક્યાં હતો એમાંથી હતો નહ્તો થઇ ગયો.

મારી વર્ક પ્રોફાઈલ (લોકડાઉન પહેલા)

૧. લેકચ લેવા
૨. Answersheet તપસ્વી
૩. પ્રોજેક્ટ તપાસવા
૪. ઇન્ટરનલ માર્કસ મુકવા
૫. પ્રોજેક્ટ તૈયાર કાવવો અને એનું ઇવલૂએશન કરવું.
૬. Case સ્ટડી તૈયાર કરવો
૭. હાજરી લેવી

લોકડાઉન પછી

૧. એવા પ્રોવિઝન્સ સ્ટોરનો શિકાર કરવો જે એવી બ્રાન્ડ આપી શકે જે ગૃહ પ્રધાન દ્વારા પસંદ કરવામાં આવે
૨. ગૃહ મંત્રી ના સંમત ભાવે નવી શાકભાજી આપી શકે તે શાકભાજી વાલા શોધી કાઢવા. 😉
૩. સવારે અથવા સાંજે વધારાનું જમવાનું જે ફ્રિજ માં છે એ યાદ દેવરાવવું.
૪. હીરા પસંદ કરતા હોવ એવી રીતે બટાકા પસંદ કરવા. બહુ નાના નહિ અને બહુ મોટા નહિ એ માથું ખંજવાળી ને નક્કી કરવું. (આમ ચોકસાઈનું સ્તર પેપર એસએસસેમેન્ટ જેટલું રાખવાનું છે.)
૫. મિલ્ક પાર્લર શોધી કાધવાનું જે ઓછી fat નું તાજું દૂધ આપે અને પોંચુ પનીર આપે.
૬. વાસણો ધોવા.
૭. પ્લેટફોર્મ પર વાસણો ગોઠવવા.
૮. પ્લેટફોર્મ અને રસોડું સમય સાર સાફ કરી દેવા જેથી આપણે પાંચ કલાક રસોડું ભાડે આપી શકીએ.
૯. કપડાં સુકાવવા.
૧૦. કચરા પોતા માટે અડચણ રૂમ ના થવું અને એક ખૂણા માં પંખા વગર ૨૦ મિનિટ્સ બેસી રેહવું.
૧૧. દરેક અલગ ઓરડા માટે પોટા માટે તાજા પાણીની વ્યવસ્થા.
૧૨. છેલ્લે દૈનિક ૨ લિટર છાશ ની વ્યવસ્થા કરવી.

લિસ્ટ ઘણું લાંબુ છે. પણ એક પગલું વિરાટ સ્વરૂપ માં પરિણામયુ. મોદી જી એ લોક down દ્વારા ભારતીયો ની જીવન શૈલી અચાનક અમેરિકન જીવન શૈલી માં ફેરવીદીધી. બધાજ ઘરમાં night ડ્રેસ માં ફરતા થઇ ગયા છે. પેન્ટ અને શૈર્ટ વાતો કરે છે કે પ્રોફેસર ને શું થયું છે? જતા તો નથી રહ્યા ને.અમારો ઉપયોગ જ નથી કરતા આજકાલ. અત્યારે જમતા જમતા એકાદી વાટકી વધારાની વપરાઈ જાય તો સિધ્ધો વાસણ ધોવાનો વિચાર આવે છે.
આખરે એક લેકચર ને ઘરકામ samporna આપી દેવા માં આવ્યું છે.